૧૮-૨૧

# નવરાત્રીના ગરબા.

## ભાગ ૧ લો.

---

સારદા માતાનો ગરબો ૧ લો.

સરસ્વત સ્વાંમીને અતી સારદા,
ગેરીતે ગાય છે આઈ કનક નંદા;
ટાળો મારા મનડાની આઇ આપદા. ૧
(ઢાળ) ટાળો મનની આપદા ને શેવકની કર્યો સાર મા;
એડા મોડા રાય ભરની ભવ દુઃખ ભંજન હાર મા. ૨
(ચાલ) ભવ દુઃખ ભંજે છે માહાકાળી મા,
હમચી તે ખુંદે છે વળી વળી મા. ૩
[ઢાળ] હમચી ખુંદે વળી વળીને મામૈયા માતંગી મા;
તાળીના તો ટાચક વાગે દેવા સઘળી રમી મા. ૪
(ચાલ) રંગભર કીધલડો શણગાર મા,
કંઠડેની એકાવળો આઇને હાર મા. ૫
(ઢાળ) કંઠડે હાર અનોપમ દિસે સોભા કહી નવ જાયે મા
બાજુબંધ ને ઝાલ્ય ઝુમણાં કાને કુંડળ શોભાએ મા. ૬
(ચાલ) સોભાયે મુસ્તક રાખડી ઝળકે મા;
ઉજ્વળ પુષ્પના ટોડળ લેકે મા. ૭
(ઢાળ) ટોડળ લેકે પુષ્પ તાજાને વીધ્ય વીધના બહુ રંગ મા;
ચરણાં ચોળીને પીતાંમર સોયે માતા અંગ મા. ૮
[ચાલ] અંગડે તે ઉમટ ન માએ મા.

સનમુખ બેઠાં છો ઘરની રાણી મા.
[ઢાળ] સનમુખ બેઠાં શામનીને શાક પાક પકવાન મા;
આદર માને આઇ આરોગ્યાં, આલ્યાં ફોફળ પાન મા. ૧૦
(ચાલ) પાવન માતાજી તમારૂં નામ મા;
કરે સહી કલ્યાણીને કરે કામ મા. ૧૧
પુરો મારા હૈડાની આઇ હામ મા;
(ઢાળ) હામ પુરો હૈડાતણી કનકાઇ કાને ધરજો મા;
સિંહ વાહનની સ્વારી કરીને વેલાં વારે ચડજો મા. ૧૨
(ચાલ) ચડજો તે ચીતડામાં દયા આણી મા;
સમરથ સઘળે તું સપરાણી મા. ૧૩
(ઢાળ) સમરથ સઘળે તું સપરાણી જે તારા ગુણ ગાયે મા
ગાય શીખે ને સાંભળે તેનાં ભવનાં પાતીક જાએ મા. ૧૪
સવંત સતર નવકેતરો ને ઉતમ આસુ માસ મા;
(ચાલ) આસુ સુદ બીજને ગુરૂ વાર મા. ૧૫
ગાયો તે રાસ રશીક અતી સાર મા.
કહે એમ વલ્લભદાસ તમારો મા.
ચરણે રાખીને પાર ઉતારો મા. ૧૬

## નવદુરગાનો ગરબો ર જો.

રંગે રમે આનદે રમેરે; આજ નવ દુરગા રંગે રમે;
આદીતે આવ્યાં અલબેલી,
મંડપમાં મતવાલી ભમે રે; આ.જ૦ ૧
સોળે શણગાર માને અંગે સુહાવે,
હીરલા રતન માને અરૂણા સમે રે. આજ૦ ૨

મંગળવારે માજી છે ઉમંગમાં,
ચાચર આવીને ગરબે રમેરે  આજ૦  ૩
બુધવારે માજી બેઠાં બીરાજે.
રાસ વિલાસ માનો ગાયો ગમે રે.  આજ૦  ૪
ગુરૂવારે આઇ ગરબે રમે છે,
ચંદન પુષ્પ તે માને ગમે રે.  આજ૦  ૫
શ્રુગુવારે માજી ભાવ ધરીને,
બ્રાહ્મણ રમે તે માને ગમે રે.  આજ૦  ૬
શનીવારે માહાકાળી થયાં છે.
ભીક્ષા ભોજનમન ગમતાં જમેરે.  આજ૦  ૭
વલ્લભ કહે માંને ભાવે ભજોને
રાસ વિલાસ માનો ગાયો સમે રે  આજ૦  ૮

---

ચાચર બેઠ્યાનો ગરબો ૩ જો

રંગમાં રંગમાંરંગમાંરે, બાળી બેચર બેઠી મા રંગમાં;
અબેતી બાળીને લીએ રંગ તાળી;
થૈકાર થૈકાર થંભમાંરે,  બાળી૦  ૧
અનેક અસુરને માએ સંહાર્યા,
શોભા બની માના સંગમાંરે;  બાળી૦  ૨
સોળ શણગાર માના અંગે સોહાવે,
નકી ચુની જડી છે નંગમાંરે;  બાળી૦  ૩
ચાચર આગળ છંદજ બોલે,
ગરબે રમે છે આનંદમાંરે;  બાળી૦  ૪
ચુવાતી ચંદન કેસર કસ્તુરી,

અબીલ ઉડે આનંદમાંરે; બાળી૦ ૫
ચોસઠ જોગણી મા ચાચર ખેલે;
ગરબો ગાયો આનંદમાંરે; બાળી૦ ૬
લલ્લભ કહે માને ભાવે ભજોને;
જઈ નાયા તે ગંગમાંરે, બાળી૦ ૭

---

## દૈતુને રણમાં રોળ્યાનો ગરબો

દૈતુને રણમાં રોળ્યારે આજ દૈતુને રણમાં રોળ્ય; ૧
માર્યો તે મૈસાસુર મતવાલો,
ચંડ મુંડ ચપટીમાં ચોળ્યારે આ.જ૦ ૨
શુભ નીશુભ તણાં શીશજ છેદ્યાં;
ધુમ્ર લોચન ધમોરયોરે; આજ૦ ૩
બેયે પડયા પડયા કરે હાકાન;
ત્રીશુળ ઉપર તોળ્યારે; આજ૦ ૪
નવ ખડમાં માએ નજરજ કીધી;
ખપર લઈને ખોળ્યા રે આજ૦ ૫
બ્રહ્મણી ઈંદ્રાણી માહેશ્વરી મળીને;
મદ્યની પીયાલા ધોળ્યા રે; આજ૦ ૬
આઠમે દીવશ માયે જગનજ કીધો;
હવનમાં લઈને હોમ્યારે; આજ૦ ૭
કહે વલ્લભ તારો પાર ન જાણું;
બાતેર કોટી દૈત્ય ખોળ્યા રે. આજ૦ ૮

---

અંબાજીના શણગારનો ગરબો ૫ સો,

પ્રથમ સમરૂ સરસ્વતીને ગુણપતીલાગુ પાય રમવા નીસર્યાંમ
અલબેલી ઇચ્છા ઘણીને ગરબો ગાવા જાય; રમવા૦ ૧
બેચર બાળા સુંદરીને સોળ કરયો શણગાર; રમવા૦
નીલા તે જગનો કંચવો ને કશબે ભર્યા છે તાર, રમવા૦ ૨
લપો પેર્યો લાખનો ને ખુબ બની છે ખાપ; રમવા૦
સાળુ સુંદર ઓઢણું ને સરસ બની છે છાપ; રમવા૦ ૩
પાયેતે નેપુર ઝણઝણે ને ઝાંઝરનો ઝમકાર; રમવા૦
અણવટ વિછવા શોભતાને મેખળાઝીણે સાર રમવા૦ ૪
કાંબીને કડલાં ઠમ ઠમેને ઘુઘરાનો ઘમકાર; રમવા૦
હાથે ચુડી હેમનીને નંગ જડયાં વિશાળ; રમવા૦ ૫
કરમાં ઝળકે કાંકણી ને કાંડે દાણા ચાર, રમવા૦
ગળે તી પારો હેમનો ને ચેસરો ચંદન હાર, રમવા૦ ૬
બાંયે બાજુબંધ બેરખાં ને પોંચીયું લટકે હાથ; રમવા૦
વાંક વિચીત્રને લેરીયાં ને ફુમકાં તેની સાથ રમવા૦ ૭
પરવાળાની પાશરે ને મુગાફળનો હાર, રમવા૦
હીરા માણેક મોઘરા ને રત્ન જડીત્ર અપાર રમવા૦ ૮
તાંત ત્રસંતીયુ ને ટીલડીને નાકે નમણો મોર. રમવા૦
હુલર દીસે હેમનુને ઝુમણાનો ઝળકાર, રમવા૦ ૯
કાને કુંડળ ઝળ હળે ને તેજ તણો નહી પાર; રમવા૦
લોલક ઝળકે હેમનાં ને હીરા જડીત્ર અપાર રમવા૦ ૧૦
નેણેતી કાજળ સારોયાંને કેશરવરણી આડ, રમવા૦
ચોડ્યો કપાળે ચાંદલો ને ચોખા ચોડયા લલાડ રમવા૦ ૧૧
વેણ ગુંથી વીવેકથી ને તરતજ ભરીયાં તેલ, રમવા૦
અંતર અેકેક અતી ઘણાને કેરયુ દીસે ફુલેલ, રમવા૦ ૧૨

સેંથે સીંદુર સારીયા ને દરપણ લીધાં હાથ, રમવા૦
એક એક જોડે મળીને સરવે બેની સાથ, રમવા૦૧૩
સજી શણગાર ઊભાં રહ્યાંને શોભાનો નહી પાર. રમવા૦
અચુર સુખ પરવાળડાંને મુખ ચાવ્યાં તંબોળ, રમવા૦૧૪
દંત બત્રીસ દાડમકળી ને બહુ રંગ રાતા ચોળ. રમવા૦
મુખની શોભા બહુ બનીને શશીયર ઉગ્યો સુર. રમવા૦
સરખે સરખી સહુ મળીને જોબનમાં ભરપુર. રમવા૦
સાતે ઉગ્યા સામટા ને તેથી અદકુ રૂપ, રમવા૦૧૬
સોના ગરબો શીર ધર્યોને રમતાં વાધ્યો રંગ. રમવા૦
સંખલપુરના ચોકમાં ને ચોસઠ બેની સંગ. રમવા૦૧૭
ફેર ફેરે બહુ ફુદડીને માના મંગળ ગાય. રમવા૦
મુખથી એવું ઉચરેને ઉદયો જય જય થાય. રમવા૦૧૮
છત્રીસ વાજાં વાજીયાંને શરણાઈના ઠોર; રમવા૦
ખગોળ ભગોળ ગાજી રહ્યાંને થાએ સોંભકોર રમવા૦૧૯
ઢોલક વાજે દુદભીને ખુબ બન્યો છે ખેલ. રમવા૦
તાળ મૃદંગના વાજમાં ને ફરતી ફુદડી ફેર રમવા૦૨૦
નવરાત્રી તો નવે રમ્યાંને, તૃપ્ત થયાં છે તન. રમવા૦
દસરાને દીન પારણાં ને હોમ કીધા હવન. રમવા૦૨૧
રમી જમીને ચાલીયાંને દેવી ગયાં દરબાર, રમવા૦
બહુચર ગુણવંતી ગોખમાં ને સુખ પામ્યાં સંસાર રમ૦
માગ્યા પુરણ મન છોને ધન્ય દારા સતાન. રમવા૦
આશાગાર રાખે તાથરોને પામે પુરણ મન. રમવા૦૨૩
તીથી અજવાળી બીજ છે ને લખીયો છે ગુરૂવાર રમવા૦
ગાય શીખેને સાંભળે તેની બહુચર પૂરે આશ, રમવા૦૨૪

ને તું છો તારણ હાર   રમવા૦
રે આઈ તારો આધાર.  રમવા૦૨૫

---

જોગમાયાનો ગરબો ૬ ઠો

દયા દરશન દયોને દયાળી જગત જોગ માયારે;
નવ નોરતાંની રાત હવે આવી   જગત૦ ૧
શકતી ગરબે રમવા ને આવો,   જગત૦
નીત્ય નવા નવા રંગ લાવો.   જગત૦ ૨
આવી આસુ સુદ બીજ અજવાળી જગત૦
કેમ રૂપે થયાં માહાકાળી.   જગત૦ ૩
દેવી ગરબે રમે છે વાળી વાળી   જગત૦
દેવી દીસો છો જુગમાં દીવાળી;   જગત૦ ૪
પગ પ્રહારે પ્રથ્વી ધરણી;   જગત૦
સાત પાતાળે શેશ ગડગડે.   જગત૦ ૫
ઇંદ્ર ઇંદ્રાણી છંદજ ગાય;   જગત૦
નારદજી નટવર થાય.   જગત૦ ૬
બ્રહ્મ શીરનો ગરબો કીધો.   જગત૦
રમવાને શીરપર લીધો,   જગત૦ ૭
બ્રહ્મા વેદ ભણે ને નાચે.   જગત૦
વજે વાજાને કેનવર નાચે.   જગત૦ ૮
વાજે નોબત નગારા અદંગ.   જગત૦
દેવી નાદ નગારાં ને છદ.   જગત૦ ૯
તેનો ધુન્ય ગગનમાં ગાજે·   જગત૦
વાજાં અનેક પ્રકારે વાજે,   જગત૦ ૧૦

ચોર ઘુઘરીના ઘમકાર;
પાએ ઝાંઝરીના ઝમકાર.
હીંચ લેતાં ફુલરીઓ ખળકે,
દેવી શોભા તણી જોત ઝળકે
દેવી નાકે તી નીરમળ મોતી — જગત૦
દેવી ચંચળ નયણે જોતી — જગત૦ ૧૩
દેવી તાંત તરસંતીને ઝાલ, — જગત૦
દેવી ચાલોછો જગવંતી ચાલ. — જગત૦ ૧૪
દેવી માયા રૂપે છો માયા; — જગત૦
દેવી ચઉદ બ્રહ્માંડ નીપાયા — જગત૦ ૧૫
દેવી બાળા રૂપે છો બાળા — જગત૦
દેવી કાપોછો મોહની જવાળા. — જગત૦ ૧૬
દેવી ઘણાં ઘણાં કામજ કીધાં. — જગત૦
દેવી ભગતુનાં કારજ સીધાં. — જગત૦ ૧૭
દેવી બહુ રૂપે બીરાજો; — જગત૦
તેત્રીસ તેવડી સંઘાતે છાજો. — જગત૦ ૧૮
દેવી સવંત અઢાર ઓગણીસચાળો. — જગત૦
છંદ ગાયો છે રશીક રૂપાળો. — જગત૦ ૧૯
કહે શીવરામ દાસ તમારો, — જગત૦
મુને ચરણે રાખીને ભવ તારો. — જગત૦ ૨૦
આસુ સુદ બીજ અજવાળી; — જગત૦
શુકરવારે થયાં માહાકાળી — જગત૦ ૨૧

---

માહાકાળીના સાતવારનો ગરબો ૭ મો

મંગળ રૂપેરે અંબા અલબેલી;
બ્રહ્મ સ્વરૂપેરે અંબા અ૦ ૧
પરીવરીયાંરે, અંબા અ૦
…ક્ષિત ઘેર અવતરીયાંરે અંબા અ૦ ૨
ગુરૂવારે તમે છો ગરવાંરે અંબા અ૦
ગુણ સરવે થકી છો નરવાંરે અંબા અ૦ ૩
સુકરવારે કીધાં સુકીતરે; અંબા અ૦
માને વેદ વખાણે એવી રીતરે અંબા અ૦ ૪
શનીવારે સહુંને માત સરખીરે, અંબા અ૦
માનો મહિમા ગાઉછું નીરખીરે; અંબા અ૦ ૫
રવી તેજ તણું શું કહીએરે અંબા અ૦
માને અનેક પ્રકારે ગાઇએરે. અંબા અ૦ ૬
શોમવારે જુઓ સાંભળીરે અંબા અ૦
શીવ શક્તિ રૂપે માહાકાળીરે અંબા અ૦ ૭
સાત વાર ગાયા છે હવે સારારે; અંબા અ૦
ગુણ ગાયે લક્ષ્મીરામ તારારે અંબા અ૦

---

## સારદાના શણગારનો ગરબો ૮ મો

સારદા માતારે મા વિનવું, લક્ષોંવર લાગુ પાય.
વાણી આપોરે મા મયા કરી, તેમ અક્ષર આપો માય ૧
સરસ્વતિ ગુણપતીરે, મા,સ્તવન કરૂ જેના ગુણગાયાનવિજાય
નયણે નિરખુરે મામાતને, ધન્ય ધન્ય આરાસુરી માય. ૨
શીશે શોવેરે મા રાખડી, ને શ્રવણ ઝબુકે ઝાલ્ય.
ઓપે ઓપેરે મારી અંબામા, જેની જ્યોત્ય પડે બહુ ગાલ્ય.

શામ ત્રેવણીરે મા ચોટલો, માંહી જડી
જોફણું ફરતીરે મા ઘુઘરા, જેનો સુંદર
તિલવટ સોએરે મા ચાદલો, ને કુમ કુમ કે
આડઅણાપમરરે મા મોજો, ને ચામ પેડ્યા ..
વેણ સમારેરે મા આપણુ, ને શીંથે ભર્યો સિંદૂર.
નયણ કાજળરે મા સારીયા, આણીઆળે નાકે મોર, ૬
ચોટ્ટ બાંધીરે મા ચુંદડી, માંહી તાંત બંદલી સાર.
કુમ કુમ કેસરરે મા કસ્તુરી, માંહી ચુવા ચંદન અપાર ૭
દાડમ કળીયુરે મા દંત છે, ને મુખ ચાવ્યાં તંબોળ.
મુખથી બોલેરે મા મરકલડે, ને નવેતન કરે કલ્લોર. ૮
કોટે સોએરે મા કટેસરી, માંહી મોતી ચીડીયાં જોડ.
ચાંડલો સોએરે મા સોનાનો, તનમનીયાં ધરીયાં તંહ ૯
હારલો લેહેકેરે મા હેમનો, માંહી કરે તે ઝુમણું જોત.
માળી લેહેકેરે મા મુક્તા ફળની, માદળીએ ઉદ્યોત ૧૦
ઉપર સોએરે મા હીરો, માંઇ ઢુગ ઢુગો ભાત્ય અપાર
નૈતમ નામેરે મા કાંઠલો, માંહી બહુ પુષ્પના હાર. ૧૧
ચુડી રૂડીરે મા સોનાની, માંઇ કાંકણી તેને સંગ;
બાંયે બાજુબંધ મા બેરખા, આભુષણ ધરીયાં અંગ ૧૨
ખટ પટ ખળકેરે મા ઓખળાં, માંઇ ઘુઘરીનો ઘમકાર;
વાજાં વાંજેરે મા રણઝણે, માંઇ જંત્ર તણાં ઝણકાર. ૧૩
ચરણા ચોળીરે મા ચુંદડી, માંઇ કસબ લીલો ભાત;
વસ્ત્ર અનોપમરે મા પેહેરીયાં, તે સરવે જુજવી જાત ૧૪
વેઢ વેંટીઓરે મા આંગળીએ, ને નૈતમ દીસે અંગ.
આંગળી આંગળીયોરે મા આપણું, ને દર્પણ દીસે સંગ ૧૫

रे मा शोभता, ने झांझर नेपुर वार,
मर्कोरे मा अंगुठे. ने विंछीयानो झणकार. १६
रे पेहेरयारे मा शोभता, तेना शा करुं वखाण.
...यां रातांरे मा पग तणां, जाणे उग्यो भमर भाण १७
सुरीनर मुनीवर मा मोही रह्या, ने मोह्या मोटा भुप
मोया मोयारे मा देवता, मा जोतां तारुं रुप. १८
चोसठ बेनीरे मा आवीयो, ने मांड्यो नउतम रास;
हरख धरीनेरे मा हुमची, धुदे ताळ धुं वाजे त्रास; १९
हरतां फरतारे मा फुदडी, ने छंदे गरबो गाय;
शोभा शी कहुंरे मा तम तणी, कोटी कोये नव जाय; २०
गरबे फरतारे मा जाळीयां, तेना दीपक ज्योत अपार;
कमळ दीपकरे मा कोडीयां तेनी शोभानो नहीं पार; २१
पार न आवेरे तम तणो, तेना गुण गाया छे इश;
आव्या आव्यारे मा काशी थयी, इंद्रादीक सुर तेत्रीश; २२
ब्रह्मा आव्यारे मा हंस चडी, ने ब्रह्माणी चडी माहारेश;
विष्णु आव्यारे, मा गरुडे चडी, जेनी देव करेछे सेव; २३
नीचे नाचेरे मा उर्वशी, ने करे अप्सरा गांन;
गांन गावेरे मा नृत करे, त्यां नाटक थेई थेई तांन २४
जय जय वाणीरे मा शब्द वदे, त्यां पुष्पनी वृष्टी थाय
हशी रमीनेरे मा रासमां, ते स्थानक बेठां माय; २५
भोजन कीधारे मन भावतां, पकवांन दुध छे पास;
आगी आरोछेरे मा जग जननी, मन मान्या मुखवास; २६
करजोडीनेरे मा विनवे, माधवजी तारो दास;
संकट टाळोरे मा सामनी, तमे पुरो मननी आश; २७

જે દીન આવેરે મા ચરણે, તમારે તે દી.
બરદ તમારૂરે મા ઈશ્વરી, તમે મોટા છો.
સંવત સતરરે મા છોતરો, ને રૂડો ચેતર
બીજ કૈયેરે મા અંજવાળી, ને બોમ થયો છે.

---

## નાગ દમણનો ગરબો ૯ મો.

માતા જસોદા જગાવે જાગોને હરીરે લોલ;
બ્રમ્હચારી વારી ઉઠો અગવું કરીરે લોલ; ૧
કૃશ્ન સાથ બાળ ગોવાળનો આવી મળ્યેરે લાલ;
લૈ ધેન્ય વન ગોપ સંગ પરવર્યારે લોલ; ૨
વેણું વાંસળી રસાળ લીધી હાથમાંરે લોલ;
પેર્યાં વસ્ત્ર સોભે છે સખા સાથમાંરે લોલ; ૩
સુણી વચન કહ્યા છે મુખ નરમગારે લોલ,
કોટી કંદ્રપ લાજે છે શશીની કળારે લોલ; ૪
મોરે મુગટ ચંદ્રીકા અતી ઓપતીરે લોલ;
કુમ ગોડના તોરાથી દીશે શોભતીરે લોલ; ૫
છઈ શીંમડી લઈ પ્રભુજી ચાલીઆરે લોલ;
વેણું વાંસળીમાં ધેનુને બોલાવીયારે લોલ; ૬
માંહો માહ્યમાં તે ખેલ કીધો છે જઈરે લોલ;
દડો દોડ ચોટ જળમાં પડયો જઈરે લોલ; ૭
ધાઈ કૃશ્નજી પડયા છે તેની તાળમાંરે લોલ,
જળ બેદી કરી પોતાછે પોતાળમાંરે લોલ. ૮
દેખી નાગણી આવીને નીરખ્યા હરીરે લોલ
લઘુ કોમળતા બાળ કરૂણા કરેરે લોલ, ૯

*

દેખી રૂપ જોઇ માહ્યરાં નેણાં ઠરેરે લોલ,
મળશે નાગ તો પ્રાણ તાહ્યરાં હરેરે લોલ; ૧૦
ત્યારે કૃશ્ન કેહે તે એવુ સાંભળીરે લોલ,
સાત પાંચ દસ વીશ આરી મળીરે લોલ. ૧૧
કમળ જાચવા આશા છે મનમાં ઘણીરે લોલ
ધ્યાન ધરી કરી આપ્યને તુ નાગનુ રે લોલ,
ચડયો કરોધ જયારે એની વાંણી સાંભળીરે લોલ.
કહે બાળકને નારી સરવે મળીરે લોલ, ૧૩
એવા કમળનો હોશી તુનો કોણ છેરે લોલ,
કાળ સમ બાળ નાગ મુખ લુણ છેરે લોલ ૧૪
ભાગ્ય ભાગ્યની તુ નાથ મારો જાગશેરે લોલ
બાળ કાળતારો અસુપુટયો આવશેરે લોલ ૧૫
માત તાત વાટ ઘટ જોઇ દુઃખ ભાઇનેરે લોલ;
મોત માગી લીધુ હાથે મારા નાથનેરે લોલ ૧૬
એવું સાંભળીને કૃશ્ન વાણી વદેરે લોલ.
અલી નાગણી તું આજ ભરીછે મદેરે લોલ. ૧૭
જાને નાગણી તું નાગને જગાડયનેરે લોલ.
મદ ઉતારૂ અહંકારીને ઉડાડય નેરે લોલ, ૧૮
ધાઇ નાગણી પોતી છે તતકાળમાંરે લોલ.
વીખધારી પોઢયા વીખ કેરી જાળમાંરે લોલ ૧૯
ઘેમ લાગી જેમ લોહ કેરા ઘાવનીરે લોલ.
ગોલે બાળે જેમ આગ લોહ તાવનીરે લોલ ૨૦
ત્યારે નાગણીએ નાગને જગાડીઓરે લોલ.
નાથ બારણે તે બાળ એક આવીયોરે લોલ ૨૧

એવું સાંભળીને ઉઠયો વીખના ધણીનેરે લોલ.
અકસોને એક સામટી મારે ફેણીરે લોલ. ૨૨
નાગ ચોટ કરી ખાળ ઉંડળે ધરેરે લોલ.
હેક મારેને જુદ્ધ માંહો માંહ્ય કરેરે લોલ; ૨૩
ત્યારે કૃશ્ણ કાળને કરે અકેરે લોલ.
બળે પછાડે ઉડાડે ભુમી ઉપરરે લોલ. ૨૪
જે જુધ્ધવાને માર મારે જોરથીરે લોલ,
માંહો માંહી વઢેકે ઘણું જોરથીરે લોલ. ૨૫
કરે કરોધ જોદ્ધ આવી ઝાલે સરપનેરે લોલ.
કરે જુદ્ધ બહુ મારે નાગ તરપનેરે લોલ ૨૬
લડ થડેને મારે બહુ પાટુઓરે લોલ,
ઘણી વાર એમ જુદ્ધ કરતાં થયોરે લોલ ૨૭
છળ બળ કરી નાગ તો થાકી ગયોરે લોલ,
અકસોને એક ફેણીથી ઢળી ગયોરે લોલ. ૨૮
નાગ શીર પર નાથજી ચડયા જઇરે લોલ.
નાગ મુખમાથી રૂધીર ચાલ્યું વહીરે લોલ, ૨૯
ફેર ફેર ગાય નાગ બહુ ગાનમાંરે લોલ;
વેણુ વાંસળી વજાડે બહુ તાનમાંરે લોલ. ૩૦
શુદ્ધ બુદ્ધ ગઇ વ્યાકુળ થઇ મરેરે લોલ.
ત્યારે નાગણી આવીને અરજ કરેરે લોલ. ૩૧
હાથ જોડીને નાથ આગળ કરગરેરે લોલ,
ત્યારે કૃશ્ણ ત્યાં થકી ઉતરેરે લોલ. ૩૨
દયા આવી તારે નાગને છોડીયોર લોલ
છુટયો નાગ નાસે મોડીયે વધાવારે લોલ. ૩૩

જગ બારણે તે પ્રભુજી પધારીયારે લોલ.
સહુ દેવના કામ તે સુધારીયાંરે લોલ. ૩૪
ત્યારે નાગણીએ જોયા નીજ નાથનેરે લોલ.
જેજેકાર સુખ થયું વ્રજ સાથનેરે લોલ. ૩૫
આવ્યા ગોકુળમાં સહુ ઉમંગે ભરયારે
એવાં ચરીત્ર ઘણાં નાથે કરયાંરે લોલ. ૩૬
એવી નીત્ય નીત્ય નાથજી લીલા કરેરે લોલ;
દેવ કૃશ્નજી નીરખીને નેણા ઠરેરે લોલ. ૩૭

---

આદ્ય શક્તિનો ગરબો ૧૦ મો.

આદ્ય શક્તિ તુજને નમુરે, બોચરી ગુણપત લાગુ પાય
દીન જાણી દયા કરોરે, બોચરી મુખે માગુ તે થાય. ૧
વાણી આપોને પરમેશ્વરીરે, બોચરી ગુણ તમારા ગાય,
ચોસઠ બેની મળી મામટીરે, બોચરી માનસરોવર જાય ૨
માન સરોવર ઝીલતાંરે, બોચરી કરતાંતે નીલ વિલાસ,
સખલપુર ગામ સોયામણુંરે, બોચરી ત્યાં તમારો વાસ ૩
સર્વે મળીને કીધી સ્થાપનારે, બોચરી ઠેરવ્યુ બોચર નામ
સામ સામા બે ઓરડારે બોચરી સોનુ ઘડે સોનારે; ૪
ઘડીયાં બાજુબંધ બેરખારે. બોચરી ઘડીયાં એકાવળહાર
પ્રથમ ચરિત્ર તમે કર્યારે, બોચરી માર્યો તે મૈખાસુર, ૫
રક્ત નેણુ કરી મારીયારે, બોચરી રક્ત ચલાવ્યાં પુર;
માર્યાતે મૃગ બોલાવીયારે, બોચરી આરાસુર તણાં ગઢમાય
સુભ નિસુભ હાથે હણ્યારે, બોચરી માર્યા તેને પળ માંય
ઘોડીમાંથી ઘોડો કર્યોરે, બોચરી અસ્ત્રીમાંથી પુરૂષ. ૭

હવે હેત્રુ નથી હુલતું, બોપરી કઠણ આવ્યો કાળ
ધર્મ ગયું ધાર્ણી ધ્રશીરે, બોચરી પુન્ય ગયું પાતાળ. ૮
હોમ હવન ત્યાં થાયછે રે, બોચરી શ્રીફળ ઘણોરો હોમ.ય
બ્રહ્મા વેદ ભણાયછેરે; બોચરી આનંદ ઉચ્છવ થાય; ૯
કર જોડીને વીનવેરે, બેચરી વલ્લભ તારો દાસ;
સદા શેવક છે તાહરોરે, બોચરીરાખો ચરણનાવાસ ૧૦
ચર્ણ પખાળી તુજને નમેરે; બોચરી વૈકુંઠ હોશે વાસ;
ગાય શીખેને સાંભળેરે, બોચરી બોચર પુરે આસ; ૧૧

---

અબાજીનો ગરબો.

રૂડાં ગરબે રમે છે માતા અંબીકારે.
પાય વાજે છે નેપુરીના ઠમકારે;
રૂડાં ગરબે રમે છે માતા અંબીકારે. ૧
પાય વાજે છે ઘુઘરીના ઘમકારે,
રૂડાં ગરબે રમે છે માતા અંબીકારે. ૨
માને જોવાને દેવ મુની આવીયારે,
સાથે સિદ્ધ ચોરાશી તેડાવીયારે. રૂડાં. ૩
આવ્યા ઇંદ્ર ઇદ્રાણીને દેવતારે;
બ્રહ્મા વિષ્નુ સાવત્રીને શેવતારે. રૂડાં ૪
ત્યાં ચોસઠ બેની ભેગી થઇરે;
નવ દુરગા જુવે ઉભી રહીરે. રૂડાં. ૫
જોવા આવી પાતળ કેરી નાગણીરે.
એક નાવી તે નર અળગણીરે. રૂડાં. ૬
તીયાં બાવન વીર ઉભા રહેરે.

એવું દુઃખીના મનમાં નવી રહેરે. રૂડાં. ૭
સહુ ગાય છે રામને રાગણીરે;
નવરાત્રી ફેરી કરે જાગણીરે. રૂડાં. ૮
વાજાં વાજે ને તાલ મૃદંગ ભેરણીરે,
ઢોલ કાંસીઆને તાળ મૃદંગ ફેરાણીરે. રૂડાં. ૯
કર જોડીને ભટ અબરામ કહેરે;
ગરબી માંહે તે માતાને ચરણે રહેરે. રૂડાં. ૧૦

---

## સાત વારનો ગરબો. ૧૯ મો

સખી આદીને ઓધવજીરે અળગેરૂ આવું કીધું,
એતો પ્રાણ અમારા જાય છેરે કુબજાને દરશન દીધું
એમ કરતાં આદીતવારે અબળાએ અગ્ન પીધું
માધવના સ્વામી પધારે રે તમ ચરણે મારૂ મન બાંધ્યું
સોમવાર સુણ સાહેલીરે સ્વામ વિના નહી સારૂં;
જાય ચંદ્ર ગયો વાદળમાંરે ગોકુળમાં ઘોર અંધારૂ. ૩
પ્રથમની પ્રીત સંભાળોરે આવો તો આંખડી ઠારૂં;
માધવના સ્વામી પધારોરે પૂર્વ જનમનુ છે સારૂ. ૪
મંગળવારે મંદીરમાંરે મોહનજી અમે નહી રહીએ;
સુખ દુખની સર્વે વાતુરે કોને ઓધવજી કયાં કહીએ,
એવાં સુખ સાંભળી સામળીયારે અમે અબળા ઉરમાં લઈએ
માધવના સ્વામી પધારેરે અંતરની વાતુ કહીએ. ૬
બુધવારે બુદ્ધી અમારીરે ત્રીકમજી રઈ તમ પાસે,
એવા કુડા કામળ લખીયારે તેડી ગયા અક્રૂર પાસે.૭
ગુરૂ વાંક અમારો ઓધવરે કાનજીને કુબજા પ્યારી;

માધવના સ્વામી પધારોરે મન વિચારો મોરારી. ૮
ગુરૂવારે ગોવિંદજીરે ઘરમાં હાલુછું પેક્ષી.
શ્રી જમુનાંજીને તીરે રે મુખ નીરખે ગોપી પેક્ષી. ૯
એક અરજ અમારી સુણજોરે માંથે રહેશે આ મેણું
માધવના સ્વામી પધારોરે પુર્વ જનમનું છે લેહેણું.
સુક્રવાર સહુ કોઇ કેહે છેરે મોહન ગ્યા અમને મેલી;
ઓધા અમને મેલી શું જાઓછોરે કુબજા નારીછે ઘેલી
એને પ્રીત કરી પેરાવજોરે ચતુરાને ચચળ ચુડી.૧૩
શનીવાર શીશ નમાવુરે એમ કેહે છે ગોકુળ નારી;
એતો જનમો જનમના જુઠારે ગોરસ પીતો ગીરધારી
પાતળીયા પેહે પળજોરે વીઠલવર વેહેલા વળજો.
માધવના સ્વામી પધારોરે મોહનજી વેહેલા મળજો.૧૫

## અંબાનો રાસ ગરબો ૧૩ મો.

• અખંડ વિલાસ અંબા તણો ગાવા કીધુ મન;
સરસ્વતી માત કૃપા કરી અંતર પ્રસન. ૧
નિત્ય નવી લીલા માતની કવિ મુખ કહી નવ જાય
જેને અનુભવ અંબા તણો તે રસ કરણીકા ગાય
બ્રહ્મા ભણે વેદ વાણીએ તોયે નવ પામે પાર.
મંદ બુદ્ધીયું વરણવું કોણ મારો અધીકાર. ૩
કૃપા કૃપાળી કીજીએ; દર્શન દીજીએ માય;
સનમુખ થઇને દાખજો રૂપે રૂપે આનંદ થાય.૪
રમણ તમારૂં વર્ણવું ન્યારો નીતમ પ્રેમ,
અંમદ પ્રાન્ત ભોગા રચી વળી છે રસની રેલ. ૫

સિંહે ચડયાં શોભો ઘણું ખટમ ખટકે ત્રીશુળ;
બાજુ ટંકાર૨ ઘુઘરી કળી ચપાનાં ફુલ. ૬
અખંડ અંબોડો વાળીયો લલાવટ કીધી આડ;
આંખડી અગ લોચની સુંદર ભ્રગુટી લલાટ. ૭
લટકે મોતી નાકનું અધુર ભર્યાં તંબોળ;
હડબચીએ હીરા જડયા કરણે ઝાળ ઝકોળ. ૮
અંગે આભુશણ પેહેરીયાં, વિશ્વ વિલાશી અંગ.
કચુકીયે રૂડા મોર છે વેણ વાસંગી નાગ. ૯
ચુડો કનકનો કમ કમે વાડલો પોંચી સાર,
કટી મેખળાયે ઘુઘરી હઇડે ઝબુકે હાર. ૧૦
આરસી આંગળીએ હેમની દરપણમાં મુખ જોય-
વીંટીઓ નંગ જડાવની અમ્રત દ્રષ્ટી હોય. ૧૧
રમઝમ ઝાંઝર વાજતાં ઘમ ઘમ ઘુઘરી થાય,
તાનરે માનજે તારૂંણી છંદે માહા રશ ગાય ૧૨
ધણણણ ધરતી ધુજતી ગણણણ ગાજે ગોળ.
દિશો દીશ પડછદા પડયા મુખડે મીઠા બોલ ૧૩
મચ્છરાળી મદમાં ભરી મતવાલી મુખ ગાય;
લટકાળી છે આંખડી રૂપ કોએ ન કળાય. ૧૪
વૈકુંઠ નાથ વશ કીધલા શંકર કરતા માનુ જ્ઞાન;
દેવ બ્રહ્માદીક નાચતા નારદ કરતા ગાન. ૧૫
ખગોળ ભુગોળ ગાજી રહ્યુ શું દીપકની શોત;
તારા મંડળ ટપકી રહ્યું જોતાં સૈયર સુત સોત. ૧૬
ચોસઠ જોગણીના તાનમાં મરડો છો કાંઇ અંગ,
અનેક નૌતમ નર ગય છે વિધ વિધ કરીને રંગ,

ડમ ડમ ડમરૂ ડમ ડમે ડમ ડમ વાજે સુહંગ;
ઝણણણ ઝાંઝરી વાજતી નિતમ તેનાં અંગ. ૧૮
નારદ ફેરી ફેરમાં દુષ્ટ બહુઠયા આકાશ,
ગરૂડે બહુડીને પરવર્યા, તેની ક્ષમે અવીનાશ.૧૯
સરસ લીલા જોઇને મુનીવર ચુકયા ધ્યાન;
બ્રહ્માદીક બ્રહ્મા ભજે શશીયજ ભુલ્યા સાન. ૨૦
ગાએ લીલા અંબા તણી દંપતી નીરગુણ થાય;
તેની કરણી કાયા તણી વર્ણ કરયા નવ જાય. ૨૧
રાગ શીવરામદાસ વર્ણવે મહિમા કહ્યો નવ જાય;
ભુલ્યા ચુકયા ક્ષમા કરો જે માગું તે થાય. ૨૨

---

## કાશીની અનપુરણાનો ગરબો ૧૪ મો.

આઇ અન્ન આપો અનપુરણા રે,
કરજો સેવક ઉપર કરૂણા અનપુર્ણા કાશીપુરીમાં બીરાજોરે
તમારા ચર્ણે કમળ શીશ નામુરે,
માતા મેર કરી લેજો સાચું. અન૦ ૨
તમારો જયકાર્યો જઇ જાચું રે,
માતા માની લેજો તમે સાચું. અન૦ ૩
માગુ મોજ તમારી ભક્તિરે,
[illegible]ને સહાય આપો આદ્ય શકિત. અન૦ ૪
બીજુ અવર કાંઇ નવ માગુ રે,
કરજોડીને પાએ લાગુ. અન૦ ૫
ઢુંઢાળો તે ગુણપતી દેવા છે,
જેને જોઇએ મેહુકના મેવા. અન૦ ૬

ફરતી અષ્ટ ભૈરવ ચોકી રે
શોભા શીવજીની અલોકી. અંત૦ ૭
મહેય ખીરાજો છો જોગ માયા રે,
જોડે બેઠા વીરેશ્વર રાયા. અંત૦ ૮
જેની જટામાં જાનવી ગાજે રે,
પાસે પારવતી માતા બીરાજે. અંત૦ ૯
ઉભા હાક મારે હનુમાન રે,
જેનું રામ સીતા પર ધ્યાન. અંત૦ ૧૦
સુધા ગંગા માતા ગંભીર રે;
જેતાં અમ્રત સરખાં નીર. અંત૦ ૧૧
પાપ કોટી જનમનાં જાય રે;
જે કોઇ વસે છે કાશીની માંય. અંત૦ ૧૨
એવી જેવાની બની છે જુકતીરે,
સહુ જન પામે છે મુક્તી. અંત૦ ૧૩
લીલા ગાઉં તમારા નામની રે,
મુજ સામુ જુઓ તમે સ્વામની. અંત૦ ૧૪
કાલો ઘોલો હું કાંઇએ નવ જાણું રે;
દાસ કલ્યાણ શું વખાણું. અંત૦ ૧૫

## શણગારનો ગરબો ૧૪ મો

પ્રથમ પારવતીના પુત્રને પાયે નમુરે લોલ,
દીન જાણી વાણી દીજીએ કહુ સમુરે લોલ; ૧
સરસ્વતી તણા ચરણુ પ્રતાપથીરે લોલ,
નવે નીધ રીધ સીધ આપો આપથીરે લોલ. ૨

કરૂં ગાન ધરૂં ધ્યાન બહુચરા તણુરે લોલ,
કરો સાર વાર વાર શું કહું ઘણુરે લોલ, ૩
આજ બહુચરાજી માત ગરબે રમેરે લોલ,
સુરનર મુનીવર સહુને ગમેરે લોલ. ૪
માજી રૂપ રાધીકા થકી ઘણું બણ્યુંરે લોલ,
કોટી કામ શશી સુર્યની છબી હણુંરે લોલ. ૫
રતી રૈહીણી રનાદે. આદી સુંદરાર લોલ;
પલક પલકે ઉમા રમે પુંદરીરે લોલ. ૬
વેણ વાસુકી સરખી સીશ રાજતીરે લોલ,
ક્ષુદ્ર ઘંટ ગોફણાને મધ્ય ગાજતીરે લોલ. ૭
ભરી માગ મુક્તા તે મહા મુલ્યનીરે લોલ,
રાજે રાખડી રૂડી તે રત્ન તુલ્યનીરે લોલ. ૮
ફુલી ખેટલી સેંથે ભરયો સમો પડયોરે લોલ,
આક ચમરી શું ચોટલો કટી અડ્યોરે લોલ. ૯
સ્વરાણ સીંદુર આકાર સ્વ સીપનારે લોલ,
શોળ શોભીતા સણગાર સરવ નીપન્યારે લોલ, ૧૦
કાને વાળીઓ જડાવ ઝાલ ઝમખારે લોલ.
જાતી મોતીએ પરોવ્યાં ઝુંબ ઝુમખારે લોલ. ૧૧
સોના સાંકળી સરી શીશ જડામણીરે લોલ,
કોર તોરણ મોતીની દીસે દામણીરે લોલ. ૧૨
તેજ શું કહું તાટક તેણે લોલકેરે લોલ.
કાંગા ફુલ જડયાં નંગ તે અમુલકેરે લોલ. ૧૩
અરધ ચંદ્રમા કપોળ શું કહું કથીરે લોલ,
આડ ભુવન માંહી બહુચરા સમુ નથીરે લોલ. ૧૪

ભાલ લાલ આડ કુમકુમની રાતડીરે લોલ,
તપે તીળડી કહી ન જાયે વાતડીરે લોલ. ૧૫
ત્રીકુટી મધ્યે સીંદુરની બીંદી કરીરે લોલ;
શોડષા ચોપ્પન્ના કપોળ લોલ શું ભરીરે લોલ. ૧૬
ભ્રગુટી કમાન કાન ફારશું અડીરે લોલ,
કીર નાશીકા વિદ્દેહી કરે તે ગડીરે લોલ, ૧૭
આંખ ઉપમાને નાવે કોઇ પલટરે લોલ,
વરણુ વરણવું જે અન્ય ઉપમા ઘટેરે લોલ ૧૮
પદ્મ દીપક તારાના તેજ ત્યાં ગળ્યાંરે લોલ·
મીન ખંજન મ્રગ માન મુકીને પળ્યારે લોલ ૧૯
લક્ષ લક્ષ કાંતી તીલકની લીલા જુઓરે લોલ
લોચા ગાલમાં ત્રીલોક મોહ્યાં તાજુવેરે લોલ; ૨૦
મોહ રૂપ ધરશું બહિચરાજી બાળીયેરે લોલ;
અડચાર રહ્યા વેસરની વાળીએરે લોલ; ૨૧
ગુરૂ હેમલાલ બોમ ભ્રગુ મુક્તમાંરે લોલ.
શાની કીકીએ જોતાં જણાય જુક્તમરે લોલ; ૨૨
અંવર બીંબકે પ્રવાળ લાલમાં મળીરે લોલ.
દંત પક્તિ જુક્તિ દાડમ કેરી કળીરે લોલ ૨૩
અળકે ચુનીઓ જડાવ ભાવ રેખમારે લોલ·
વદન નીરખતાં ન આવે મીન મેખમારે લોલ ૨૩
હાર ભાવ શું કટાક્ષ નેન શોન્પનુરે લોલ.
ચિબુક ચારૂ વીચ ઈંદુ બીંદુ મેનનુરે લોલ. ૨૫
કંઠ શેકોલા કપોત જોત પોતનીરે લોલ;
ભુજ જુક્તિને પમાણુ તે ઉદપોતનીરે લોલ. ૨૬

કટેર્યો ન માળા ચંપ કળી ચમકતીરે લોલ.
ઘાગ્રી ઘુઘરી અરીસે દીસે ઘમકતીરે લોલ. ૨૭
ભજે ઘણેરાં થયાં ઘણાં ઘચુબળેરે લોલ.
કનક સાંકળી તુશી દોરેને ઝુમણેરે લોલ. ૨૮
હીરા સાંકળી પાસાની સેર ચારનીરે લોલ.
મુક્તા માળા તે ત્રિકાવળી હારનીરે લોલ. ૨૯
બે હમેલમાં હીરાના ઝબકારકારે લોલ;
પારી જાતક ફેરા મંદારના હારડારે લોલ. ૩૦
બહુ દંડ જુગમ સુંઢ સરખા સહીરે લોલ
હાથ હાથની હથેળીએ મચ્યાં મહીરે લોલ. ૩૧
અતી અદભુત અંગુઠા સંગે આંગળીરે લોલ.
અનુમાનમાં આવે તે મગની ફળીરે લોલ; ૩૨
નખ વીશ રાત દીવસે તારા તપેરે લોલ.
અન્ય ઉપમાનો અર્થ વ્યર્થમાં ખપેરે લોલ, ૩૩
બાંહે બાજુબંધ બેરખાને ઝુમતારે લોલ;
બાંધ્યા બાંદલા બન્યા રહ્યાં ઝઝુમતારે લોલ ૩૪
પાણ્ચ ચુડલો પ્રમાણ ચતુર રંગનોરે લોલ.
અતી અરૂણ તરૂણ દત તે મતંગનોરે લોલ; ૩૫
બહુ ફેરમાં જડાવ લાલ લાંકણીરે લોલ.
મધ્ય માણેક હીરાની હાથ કાંકણીરે લોલ; ૩૬
હાથે પોંચીઓ જવાળી ભાળી કંગણીરે લોલ,
છત્રા છાપ આરશી અતી સુચંગનીરે લોલ. ૩૭
ઉર ઓપતું રસાળ તે વીશાળ શુરે લોલ.
કમળ કોશ કુચ અગ્રમાં મશાળચુરે લોલ; ૩૮

કંચુકી કનક તાર કોરશું બનીરે લોલ.
ચુગ ચંદન ચરચીત શોભે શોભતીરે લોલ. ૩૯
લેધો બાહ્યનો પેર્યો તે રંગ જુજવેરે લોલ;
કમખ કોર જોર શાલુ કસુંબ ચુવેરે લોલ. ૪૦
પેટ પોયણી પ્રમાણ ક્ષીણ સંકાણીરે લોલ
સજી મેખળા રશાળ કશી કિંકાણીરે લોલ. ૪૧
ઉદર ઉપરતે ત્રીવળી વળી રહીરે લોલ.
ગિરિશ્વેત દેહ મધ્યે ત્રીવેણી વહીરે લોલ. ૪૨
નાભી કોમળ કુંડ કર્યો સુમારનોરે લોલ;
ભર્યો વારી તે અખુટ ઇંદુ સારનોરે લોલ; ૪૩,
કંઠ કેડ ઠેઠ વાંસો તે એકત્ર છેરે લોલ.
અધો મુખનું અખંડ કેળ પત્ર છે રે લોલ. ૪૪
કટી કેશરી હરી નીતંબ સદળીરે લોલ.
જંઘા જુગમ તે અધોમુખે કદળીરે લોલ. ૪૫
ચારૂ ચરણમાં ચીત્ર લખ્યાં છે ચંદ્રશારે લોલ.
પગ આંગળાં વખાણ્યાં ચંપા કળી જશારે લોલ. ૪૬
ભરી જાવક કટોરી હેમ નાનીયારે લોલ.
ઇંદુ બીંબને આકારે એડી પાનીયેરે લોલ ૪૭
જેહર લઘર તોડાને ઘુઘરી તણેરે લોલ.
પાયે નેપુરને વીંછવે મુની ચળેરે લોલ; ૪૮
નથણી કાજળ તે સાર્યાં કુમ કુમ રોળશુરે લોલ;
મંદ હાસ્ય કરે મુખ ભર્યારે તબોળશું રે લોલ; ૪૯
ઠઠી ઠાઠ આઠ આઠ સખી સંગમાંરે લોલ.
બાળી બહુચરા કલ્લોલ કરે રંગમાંરે લોલ ૫૦

કરે ગાન તાન પાન પત્ર હાથમાં લોલ.
રમે રમક ઝમક ઠમક ઝાંઝા સાથમાંરે લોલ, ૫૧
હતે ઘુંઘટ ઓઢી રહી રશાળીઓરે લોલ.
એક એકથી લે હાથો હાથ તાળીઓરે લોલ; ૫૨
ફેરા ખામ કરા વાળીયા અંબોડલારે લોલ;
ફેર ફુદડી ફરેને લે હમોડલારે લોલ. ૫૩
એ અખંડ ખેલ ખેલે બાળી બહુચરારે લોલ.
મળી દેવ લેછે વારણાં ફરી ફરીરે લોલ. ૫૪
વીણું વાંસળી વગાડે શબ્દ નાદશુંરે લોલ,
ડાક વાએ મારૂદેથ મરજાદ શુરે લોલ ૫૫
ધરી પાણી પોર્થીઓ તે મહા મુનમાંરે લોલ;
ત્રણ વેદ ભણે મુખ ચારે ધુનમાંરે લોલ, ૫૬
પુષ્પ ચંદન વરસાવે વળી દેવનારે લોલ.
અઠયાસી સહસ્ર રૂષી સદા સેવનારે લોલ, ૫૭
ગીરી શ્વેત તળે સેવક કાજે ધસીરે લોલ.
કળી કાળમાં ચુંવાળમાં આવી વસીરે લોલ. ૫૮
ભુરે શુ લઈ ભવાની ફેરા ભેદનેરે લોલ.
આધમઅંત ઓ અગમ્ય વાદ વદનેરે લોલ. ૫૯
આ અખંડ ગરબો ગાય જે કોઈ માનવીરે લોલ
આણઅરણને ઉચ્ચારે, સ્નાન જાન્હવીરે લોલ; ૬૦
નવે નીઢ રીઢ સીધ્ધિઓ ઓવારણાંરે લોલ;
દેવી વાંઝીયાં બંધાવે દ્વાર પારણાંરે લોલ; ૬૧
મન મેહ્યાં ઝાંખા માચર સોહામણાંરે લોલ
ભટ વલભ મેવાડા માને ભામણાંરે લોલ ૬૨

## સતભામાનુ પાણુ ગરબો ૧૬ મો

જાણ્યુ જાણ્યું હત તમારૂ જાદવારે લેલ;
હેતજ હોય તો હઇડામાં વરતાય જો.
અમે તમારી આંખડીએ અળખામણીરે લેલ,
વાલપ હોય તો નયણામાં ઝળકાય જો. જા૦ ૧
પારી જાતકનુ ફુલરે નારદ લાવાયારે લોલ;
જઇ સોંપ્યું રાણી રૂકમાણીને દરબાર જો;
એકે પાંખડલી મારે મંદીર નવ મોકલીરે લોલ,
કીધી મુજથી એ અદકેરી નાર જો, જા૦ ૨
અચરત પામ્યા ને અંદેશો ઉતરપોરે લોલ,
જાઓ જાઓ જાઓ નહી બોલુ સુંદર સ્યામ જો;
રૂકમાણીને મંદીર જઇને રંગે રમોરે લોલ,
હવે તમારે અમ સાથે શુ કામ જો જા૦ ૩
અળગા રહો અલબેલા મને અડશો નહીરે લોલ,
તમ સાથે નહી બોલુ નંદ કુમાર જો;
બોલેને પધારો માનીતી તણેરે લોલ,
આજ પછી આવશોમાં મારે દ્વાર જો. જા૦ ૪
નારદે કહ્યું સતભામા સાંભળોરે લોલ,
એ નીર્લજને નથી તમારૂ કામ જો;
કાળાને વાલાં કરતો તે આવડારે લોલ;
મોટા કુળની મુકશોમાં મામ જો. જા૦ ૫
ઉતાર્યાં આભ્રણરે ભપે આગ ધરીરે લોલ,
લો થામળીયા તમારો શણગાર જો,
મારારે મેપરની બોડુ એકલીરે લોલ;

બીજું આપો માનીતી દરબાર જો. જા૦ ૬
ઘરાણાં ચીર ઉતારી ચોળી ચુંદડીરે લોલ,
ઉર થકી ઉતારયો નવસર હારજો,
કાંબીને કડલાંરે તોટી ડામણીરે લોલ,
સર્વ સભાગી લેજો નંદ કુમાર જો. જા૦ ૭
આગળથી નવ જાણ્યું મેતો એવડુ રે લોલ,
ઘરથી ન જાણ્યો ધુતારાનો ઢંગ જો.
બાળાપણની પ્રીત અમારી પાલટીરે લોલ;
એ નીર્લજને શાનો દીજે રંગ જો. જા૦ ૮
ધીરજની વાતો ઘરથી જાણી નહીરે લોલ.
પ્રીત કરીને પરવશ કીધા પ્રાણજો;
કાળજડાં કોરીને ભીંતર ભેદીયાંરે લોલ,
મીટડલીમાં માર્યાં મોહનાં બાણ જો, જા૦ ૯
પ્રીત કરી પરહરવું નોતુ પાધરૂરે લોલ,
થોડા દિવસમાં શું દીધાં મને સુખ જો;
સ્વપનાનાં સુખડાંરે સ્વપને વહી ગયાંરે લોલ.
દહડલીમાં પ્રગટયાં દારૂણ દુઃખ જો જા૦ ૧૦
પુરણ પાપ મળ્યાંરે એ અબળા તણાંરે લોલ;
જેનો પરણ્યો પર ઘેર રમવા જાય જો;
અબોલડા લીધારે બાળે વેશથી લોલ,
તે નારીનું જોબન ઝોલાં ખાય જો. જા૦ ૧૧
પાણીડાં પીને ઘર શુંરે પુછીએરે લોલ,
વેરી પીતાએ પુરણ શોધ્યાં વેર જો,
હેરી આપીરે એના હાથમાંરે લોલ,

ગળથુથીમાં થાજી ન પાયું ઝેર જો. જા० ૧૨
એ કડલીનાં વેણ મને બહુ સાંભરે લોલ,
નયણાંમાંથી છુટે જળની ધારજો;
હેતકુ નવ ફાટશું રે હજુવે અમતણું રે લોલ,
ઉર ઉપર કંઇ ઉડયા મેઘ મલ્હાર જો. જા० ૧૩
એવાને મેણાં શું બેલો મન થકી રે લોલ,
ભોળા મનની શું જાણો છો બ્રાંત જો
નારી મત શું રાખો નારદને કહે રે લોલ,
કુળવતી તમે કેમ કરો કલ્પાંત જો. જા० ૧૪
પટરાણી તમથી બીજી પ્યારી નથી રે લોલ,
શું સતભામા કુડો ચડાવો ક્રોધ જો;
કપટી નારદીયાનાં કહેણ ન માનીયેરે લોલ,
લડી વધારે ઘેર ઘેર જઈ વિરોધ જો, જા० ૧૫
સાચું જો કહું તો તમે નવ સાંભળો રે લોલ,
કહો સતભામા પાઉ તમ આગળ શમ જો;
કાળુડા નાગને આપુ આંગળી રે લોલ,
તોએ તમારૂં મન નવ માને કેમ જો. જા० ૧૬
મેહનજી કહે રે સતી તમે સાંભળો રે લોલ,
કહો તો મંગાવું પારી જાતકનુ ઝાડ જો;
આણીને રોપાવું તમારે આંગણે રે લોલ,
રાણી રોશ તજીને મુકો રાડ જો. જા० ૧૭
હરખીને બોલ્યાં હરીથી હેત શું રે લોલ.
સતભામાને સૈકો લાગ્યાં પાય જો,
વાજાંને વાજેરે વેણા વાંસળી રે લોલ.

ગીત ગાનને નઉતમ ઓચ્છવ થાય જો, જા૦ ૧૮
કુમ કુમને કસ્તુરી મહેક ફેવડોરે લોલ,
ચુઆ ચંદન ઉડે અબીલ ગુલલ જો;
આનંદ ઉચ્છરે થાય અતી ઘણોરે ઘોલ.
ભેર ભુગળને વાજે મ્રદંગ તાળ જો. જા૦ ૧૯
રૂપાળું ગાયુંરે રૂડી રીતશુ રે ઘલ,
સતભામાનાં મનાવ્યાં છે મન જો,
મીરાનો સ્વામી મોલ પધારીયારે ઘોલ,
સતભામાનાં જીવન કીધાં ધન્ય જો. જા૦ ૨૦

---

## કાકરેજી માતાજીનો ગરબો

પ્રથમ ગણપતી લાગી પાય કે ગરબો આદરચેરે ઘોલ
કાકરેશ્વરી તણો મહિમાય કે સહુ ચીતે ધરેરે લાલ. ૧
વાણી આપો સારદ માય કે મુખથી ઓચરૂરે લોલ,
સોકો ભાવ ધરીને ગચ તેવો ગરબો કરૂંરે લોલ. ૨
કાકરીયા સરવર શોભાય છે, શ્રવણે સાંભળોરે લોલ;
મેલાં હોય તે ઉજ્વળ થાય કે, જાએ આંબળોરે ઘોલ. ૩
ચારે પાસે સધો સંધ કે, સુંદર ઘાટ છે રે ઘોલ;
બંગલા બેઠક પથ્થર બંધ કે વચમાં વાટછેરે લોલ. ૪
વેહેળો ખારીનો જો માય કે આવે છે સહીરે લોલ.
નાહુચે કાયા નીર્મળ થાય કે તે નિરખો તઇરે લોલ ૫
કાકરેજી મા વસીયા વાસ કે ગરનાળા વિષેરે લોલ
પ્રતક્ષ પુરણ જોત પ્રકાશ કે પુસ્તકમાં દીશેરે લોલ
સરોવર સમુદ્ર સરખુ દીસેછે અરણોદક ભરયુરે લોલ. ૬

કવિતા કહે મન મારૂં હીસે કે જઇ તેમાં તરૂરે લોલ ૭
તેમાં નોતમ નગીના બાગ, કે શોભા તે તણીરે લોલ.
ગુરૂીજન ગાએ ત્યાં બહુ રાગકે; રૂડીરચના ઘણીરે લોલ૮
લક્ષણ હીરાથી બાંધી પુલ કે તેમાં થઇને ગયાંરે લોલ,
તેમાં ઝાડ ઘણાં ફળ ફુલ કે નવ પલ્લવ થયાંરે લોલ. ૯
માત ઝરૂખે બેશી જુવે કે દષ્ટી અમી ભરીરે લોલ;
સકટ સહુ શેવકના ખુએ કે બહુ પ્રેમે કરીરે લોલ ૧૦
ચારે સ્થંભે તોરણ લળ કે નાળીએર ચડેરે લોલ.
દીપક જ્યોતી જળહળી ઝગેકે, મુજ મન ત્યાં અડેરે લોલ
કુમ કુમ ચરચીત ચંદન સ્થંભા આઇના અવાસમાંરે લોલ
ચોસઠ બેનો આવી રંભા, હાસ વિલાસમાંરે લોલ ૧૨
દેવી સોળ ધરી શણગાર; કે ગરબા ગાયછેરે લોલ.
રૂમઝુમ ઝાંઝરનો ઝમકાર કે, થેઇ થેઇ થાય છે રે લોલ.
ઓપે આભ્રણ નવરંગ સાર કે, કસબી કોરનાંરે લોલ.
ઘરાણા ચોળી ચળકે અપાર, કે રેશમ દોરનાંરે લોલ ૧૪
વાજાં વાજે સોડશ વીશ કે ધુન ગગને ગઇરે લોલ.
મોહ્યા હરી બ્રહ્માને ઇશકે તે આવ્યા વહીરે લોલ. ૧૫
દેવનો આધિપતિ જેછે ઇદ્ર કે આવ્યો તે ઘડીરે લોલ.
એરાવત જે હસ્તિ ગજેદ્ર કે તે ઉપર ચડી રે લોલ. ૧૬
મુનીવર જપ તપ મુકી તેહ કે આવ્યા પાંસરારે લોલ.
દેશપતિ પણ ધારી સ્નેહ; કે ત્યાંથી પરવરચારે લોલ ૧૭
ઠાકરેજી દે આદરમાનકે ભલે સહુ આવીયારે લોલ.
આપ્યાં લવીંગ સોપારી પાન કે પુષ્પે વધાવીયારે લોલ ૧૮
એવા સ્થાનકની રચનાય કે મનમાં પેખીએરે લોલ.

ચંદ્ર દેવતાઓ જે થાય કે, પ્રત્યક્ષ દેખીએરે લોલ; ૧૯
કહાવે દેવ તેની ફરોડકે ત્યાં આરી વળીરે લોલ
કાકરેળને મસ્તક મોડ કે, મોજો સઉ મળીરે લોલ. ૨૦
શિવજી વેઘે છે પ્રસાદકે કે જે કૈલાસપતીરે લોલ.
બ્રહ્મ દેછે આ.સીંવાદ કે મુનીવર મહામતીરે લોલ; ૨૧
શ્રીકૃષ્ણ આપ્યાં વઈકુંઠ નાથ કે, મહીમા વંત્રારીયારે લોલ
હરખ્યો સુરનર મુનીવર સાથ કે સ્થાન સંચારીયારે લોલ
રંગ ભેર રાસ રમ્યાં નવરાતકે, પરમા ગઈ ઘણીરે લોલ;
કીધા ભોગ નાના વીધ ભાત કે, તેમાં નહીં મણારે લોલ
અરસ પરસ થયા વિદાયકે, આનંદ ઘણો કરીરે લોલ.
શ્રીકૃષ્ણ વસ્ત્ર સઉને અપાયકે કહો કાકરેશ્વરીરે લોલ; ૨૪
અમે આજ થયા પ્રસન્ન કે, એવુ ઓચરયાંરે લોલ.
ચૈતર ચતુર દસીને દનકે દેઉછું નોતરાંરે લોલ; ૨૫
ત્યારે દેવી સઉકો સાથકે, રળિઆંત થયારે લોલ;
વચન દેઈને જમણો હાથ કે સો ત્યાં થકી ગયારે લોલ.
ભાદરવા સુદીને નિજપાથ કે ચૈતર ચતુર્દશીરે લોલ;
તે ત્રણ તિથી વસો કવિતાય કે જે મનમાં વસીરે લોલ
તે ત્રણ દિવશે બહુ મહિમાય, કે દર્શન કરે સહુરે લોલ
મનના મનોરથ પુરણ થાય કે પામે સુખ બહુરે લોલ.
આઠમ ચાદશને રવિવાર કે પુજા કીજીએરે લોલ;
હાલત પરચીદેવી દરબાર કે, રિદ્ધ સિદ્ધ લીજીએરે લોલ
એવુ જાણી વરણ અઢારકે, સહુ સેવા કરોરે લોલ;
કવીજન કેહુ છે વાર વાર કે ભવસાગર તરોરે લોલ ૩૦
નાગર દલપતની છભાવ છે, આઈ વાસો વસ્યારે લોલ.

તેથી ગુણીજના ગ ્ાી જાય કે દુઃખડાં દુર ખસ્યાંરેલાલ.
સંવત સતરશેં સત્તા ી કે, ચૈત્રિ પુનમેરે લાલ;
કવીજન અમદાવાદનો વાશી કે નગ્ન થઇને નમેરે લાલ;
જે કોઇ શીખે સુણેને ગાય કે દુઃખ તેનાં ટળેરે લાલ;
સઘળાં પ્રાતક પ્રલ.ય થાય કે કાકરેછ મળેરે લાલ; ૩૩

## કુશ્નજીનુ રૂશણું ગરબો ૧૮ મો.

વ્રજમાં એક સમે વ્રજરાજ કે, આડા લીધલારે લાલ.
રોશે રસતા થયા છે તેણ કે કરોધ બહુ કીધલારે લાલ
જશોદા હેતે બોલ્યા વાણ કે જાઉ તાર વારણેરે લાલ, ૨
આ વડી રીસ કરી નંદલાલ કે કેને કારણેરે લાલ.
કાનુડા કેતો તારે કાજ કે સીવાડુ ઝુનડોરે લાલ;
કાજુ રેશમ કેરી કોરકે કોરાવું ફુલડોરે લાલ; ૩
નાડી હીર તણી નવરંગ કે બનાવું સુંથણીરે લાલ;
આપુ ખાંતે જમવા ખીર કે ઘત સાકર ઘણીરે લાલ
જશોદા માતા જાણ પ્રવીણ કે, મનમાં આફળીયુરે લાલ;
રીસાયા બ્રહ્મા ભુવનાના નાથ કે, કારણ જાણીયુરે લાલ; ૫
પરણ્યા કાજ કરયો પરપંચ કે મીસ લઇ રીસનોરે લાલ
ભાવ્યું સુંદર પરમ અનુપ કે ચરીત્ર જુગદીશનુરે લાલ
જશોદા સમજ્યાં પુરણ પ્રીત કે લક્ષણ લાલનુરે લાલ
બોલ્યા જાણી જગઆધાર કે રશીક તારૂ રૂપાણુરે હે
રસીયા રમો જમો સુખ રૂપ કે કરો રંગ રંગડારે લે.
કાજુ કંન્યા લાવુ તુજ કાજ કે, આ તે અલબેરે લાલ
વાલેજીએ કાંઇક ધરાયા કાનકે મન સીતળ લાલ;

માતાનુ વેણ મનોહરકે, માવે અંતરમાં ધરયુરે લોલ.
સગપણ કરવાનું મન સાચ કેઠાવક ઠેરીયુ રે લોલ.
ત્યારે બ્રહ્મા મુનીનો નાથ કે હસીને સામુ હેરીયુરે લોલ.
જસોદાએ સર્વ કીધી વાત કે આગે નંદને રે લોલ;
ઘડીમાં લગન લીધો તતકાળ કે બાળ મુકંદનારે લોલ;
થયો છે લાડક વાયો લાલ કે પરણ્યા જેવડોરે લોલ.
જોઇને કન્યા કુળ આચાર કે, સગાઇ ત્રેવડોરે લોલ, ૧૨
હમણાં બાળ આચારે ગોહી કે, કન્યા કાજુ મળેરે લોલ
પછે મોટા થઇ મહારાજ કે, કેવા નીવડેરે લોલ ૧૩
માટે જાજુ બીજું કાંઇ કે, ડાપણ નવ ડોળીએરે લોલ
છોટી કાન કુંવરને કાજ કે. કુવરી ખોળીએરે લોલ. ૧૪
વાલો બ્રહ્મા મુનીનો નાથ કે પરણ્યા લાગ્ય છેરે લોલ;
જે કોઇ એના ગ્રહશે હાથ કે, તેનાં બડાં ભાગ્ય છેરે લોલ
જસોદા નંદ મળી એકાંત કે, એ વિચારીયુંરે લોલ,
પ્રભુભાન ધીરે વિવાહ કરયનું ધારીયુરે લોલ. ૧૬
નામ જોઇ મુરત લગન કે, સરવ જોવરાવીયુંરે લોલ,
વર કન્યાને પુરણ પ્રીત કે, સર્વે શુભ આવીયુરે લોલ.
પ્રભુભાણ તણે દરબાર કે, જસોદાજી ગયારે લોલ,
દીધાં સુંદર બીડાં પાન કે, આસન બહુ આપીયારે લોલ
બોલ્યાં કળાવંતીને પ્રભુભાણ કે,પધારયાંબહુભામનીરેલોલ
ીધી મેર અગાકીક આજકે, અમારે ઘેર ઘણીરે લોલ,
ોદા સુંદર બોલ્યાં વેણ કે.જોડી બેઉ હાથનેરે લોલ.
દે રાધા કુવરથી આજ કે, બ્રહ્મા મુની નાથનેરે લોલ.
મન રાજી થયા પ્રભુભાણકે, કળાવંતી કોપીયાંરે લોલ

જસોદા સાથ કરી વઢવાડ કે નેજા રોપાયારે લાલ.
નંદની નારી એવી વાત કે; સંકેલી મેલો હાટમાંરે લાલ
મારી કુવરી મોતીડાં બાર કે. પડી નથી વાટમાંરે લાલ,
તુ તો મોટી તારે ઘેર દખાડછ માનનેરે લાલ;
રાધા મારી સુંદર રૂપ કે, નહીં દઉ કાળા કાનનેરેલાલ,
મારી પુત્રી અતી સકોમળ કે, કમળ કેરી પાંખડીરે લાલ
તારો પુત્ર રમે વન માંહી કે પગે નહીં ચાખડીરે લાલ.
વાતુ કરતાં બમે વેણ કે બેઉ વાદે ચહડયારે લોલ.
બ્રહ્મા મુનીના વાહાલા કાજ કે. જસોદાજી લડયાંરે લાલ
જશોદાએ લોચન કાધાં લાલ કે, કળાવંતી ઉપરેરેલાલ
રીસે રોમાંચીત થયાં ગાત્ર કે, અધુર મુખ ફર ફરેરે લાલ
એક્ષી તારી છોડી ચાલ્યા ધાર કે, છાશપી ઉછરીરેલાલ
કાળો તોએ રાજકુમાર કે, ગોરી તોએ લેજરીરે લાલ,
કુણ ત્રણ ભુવનમાં નાર કે, જે એને નહીં વરેરે લાલ.
વાહે રાધા જેવી લાખ, કાનાની કેડે ફરેરે લાલ,
કળાવંતી ત્રાહે થાય નચીતકે; ચીત્ર થાય ભીંતમાંરેલાલ
તમે શુ જાણો આડા લાક કે, રાજાની રીતમાંરે લાલ
તારી કુંવરી જેવી કરોડ કે, કાનાને વાંસે ફરેરે લાલ,
રશીયા બ્રહ્મા મુનીના નાથ કે, મનમાં નવ ધરેરે લાલ
બાલી રીસ કરી બળ સોતકે, નારી પ્રભુ ભાણનીરે લાલ
વૃષ્ટી માંડી જસોમતી શીશ કે, વચન કેરા બાણનીરે લાલ
જો હોય લાડક વાધો લલ કે, બાંધે ગળે ઘુઘરોરે લલ,
તારા પુત્ર ઘણા આચાર કે, દીસે ઉત્રરોરે લાલ,
એનું મીતે પોંખીને કુણ નાક મરોડશેરે લાલ;કે

હશે જે નવરી નીરલજ નારકે, તે ચોખા ચોડશેરે લાલ
જસોદા બોલ્યાં કરોધ સોતકે, ફરીને રીસનેરે લાલ.
લજ્યા અકલ તણું નહી લેશકે, ગુજરની નાતનેરે લાલ.
ફરી ફરી બ્રહ્મા મુની વિખવાદ કે, સહુ ધરાપી રહ્યાંરે લાલ
વીવાહની પરતી મેલી વાત કે. જસોદા ઘેર ગયાંરે લાલ,
વાલે મારે ધરચો અચળ સીધાંતકે.પોતે પરણ્યા તણોરેલાલ
આપણ હાથે કરીએ આજ કે, વીવાહ આપણોરે લાલ,
વાલે વંદ્રાવનની માંય કે, વજાડી વાંસળીરે લાલ.
રાધાને તાણી ઝીણે તાન કે; આવી એકાંતે મળીરે લાલ
અંગો અગ નઉતમબાણકે, અનુપ શોભા કાનનીરે લાલ,
જોઇને રશીયાજીનું રૂપ કે, મગ્ન થઇ માનનીરે લાલ;
ભાળી વર કન્યાનો ભાવ, તુરત પરણાવીયારે લાલ
કળા વતી નંદ જસોદા બ્રખુમાણકે,કુટબ ઘેરયું રહ્યુંરે લાલ
છાનું બ્રહ્મા મુનીને નાથકે, નીજ કારજ સરયુંરે લાલ.

અંબાજીનો ગરબો.

શુરૂ ગુણપતી લ ગુ પાય રે મા, અબાજી ગરબે ઘુમે છે.
સારદજી થાજો મુને સાયરે મા, અંબાજી૦ ૧
રમે તેવ તેવડી જોગમાયારે મા, અંબાજી૦
તેને નામે પાવન થાય કાયારે મા, અંબાજી૦ ૨
માએ કીધા તે સોળ શણગાર રે મા, અંબાજી૦
થાય રમતાં તે થેઇ થેઇકાર રે મા, અંબાજી૦ ૩
રચ્યો આનંદ વનમાં રાસરે મા અંબાજી૦
નાચે બ્રહ્મા વિષ્નુ મહેશરે મા, અંબાજી૦ ૪
માએ પેહરી પટોળી સાડીરે મા, અંબાજી૦

પેહેરયા હીરા મોતીના હાર મા, અંબાજી૦ ૫
માને ગરએ ઘુઘરમાળ રે મા અંબાજી૦
નાચે ખુંદને કરે બહુ તાળરે મા, અંબાજી૦ ૬
ફરે કુદડીને છદ બહુ ગાયરે મા. અંબાજી૦
કાને કુડળ ને કનકના તાંતરે મા, અંબાજી૦ ૭
રેખાએ જડીત્ર રાતા દાંતરે મા, અંબાજી૦
મુખ કમળા તેણી આકાર રે મા અંબાજી૦ ૮
થાએ અખંડ ઝાક ઝકોળ રે મા, અંબાજી૦
છદ માંહી કરે છે કીલોળરે મા, અંબાજી૦ ૯
નવ દીન રમે નવ રાતરે મા, અંબાજી૦
ભાવે રમે છે બેચર માતરે મા, અંબાજી૦ ૧૦
ગાન તાન ને કુદડી ફરેરે મા, અંબાજી૦
ઝાંઝ વાજેને જુગતે ગાયરે મા, અંબાજી૦ ૧૧
માએ ધરીયું રૂપ અનુપરે મા અંબાજી૦
માને શેવે મોટા મુની ભુપરે મા અંબાજી૦ ૧૨
વેદ પુરાણે તુને પરમાણીરે મા અંબાજી૦
ઇંદ્ર પામે થઇ ઇંદ્રાણીરે મા, અંબાજી૦ ૧૩
પગીબ્રહ્મની છો પટરાણીરે મા, અંબાજી૦
મજી બ્રહ્મા પાસે બ્રહ્માણીરે મા, અંબાજી૦ ૧૪
થઇ નવલા રંગની રેલરે મા, અંબાજી૦
માજી ખેલે નવા નવા ખેલરે મા અંબાજી૦ ૧૫
દેવ તેત્રીશ કોટી આવેલરે મા, અંબાજી૦
એવો અખડ રચીયો ખેલરે મા, અંબાજી૦ ૧૬
માનો મહિમા કહું શું મોટેરે મા, અંબાજી૦

ફરે ખરૂ માનો નથી ખોટોરે મા અંબાજી० ૧૭
બ્રહ્માંડનો ગરબો કીધોરે મા. અંબાજી०
રમવાને શીરપર લીધોરે મા, અંબાજી० ૧૮
શેષ પાતળનું કીડીયું કીધુરે મા, અંબાજી०
રક્ત બીજથું રૂધીર પીધુરે મા, અંબાજી० ૧૯
મેરૂ પરવતની વાટયુ કીધીરે મા, અંબાજી०
સાત સાયર તેલ પુરેલરે મા અંબાજી० ૨०
મળ્યાં સરખે સરખીનાં જુથરે મા અંબાજી०
માની શોભા બની અદભુતરે મા, અંબાજી० ૨૧
માજી મેહેર કરો વરે આવીરે મા, અંબાજી०
દાસ શીવરામે લડાવીરે મા, અંબાજી० ૨૨
સંવત અઢારને પાંત્રીસેરે મા, અંબાજી०
એવો ચૈતર વદી ચૈદશેરે મા અંબાજી० ૨૩
બુધવારે ગાયો માનો રાસ રે મા અંબાજી०
ગાયે તેનાં કર્મબંધ નાશરે મા, અંબાજી० ૨૪

## મહાકાળીનો ગરબો. ૨૦ મો

પાવાવેતી ગઢથી ઉતર્યાં મહાકાળીરે,
મા પરવરીયાં ગુજરાત પાવાવાળીરે. ૧
મા સોળ કરી શણગાર માહાકાળીરે,
માની ઓઢણી ઝાક ઝમાળ પાવાવાળીરે, ૨
માને કાંબીને કડલાં સોભતાં માહાકાળીરે,
માને ઝાંઝરનો ઝમકાર પાવાવાળીરે. ૩
માને ખાંડે બાજુબંધ બેરખા માહાકાળીરે,

